


# પિંગ ની વાર્તા

માર્જોરી ફ્લેક અને કર્ટ વેઈઝ



એક સમયે પિંગ નામનું એક સુંદર યુવાન બતક હતું. પિંગ એના માતા-પિતા, બે બહેન અને ત્રણ ભાઈ અને અગિયાર કાકી અને સાત કાકા અને બેતાલીસ પિતરાઈ ભાઈ-બહેનો સાથે રહેતું હતું.

એનું ઘર બે ચપળ આંખોવાળી યાન્ગઝે નદી પર ની એક નાવ હતી.

રોજ સવારે પૂર્વ માં થી સૂર્યોદય થાય ત્યારે પિંગ, એના માતા-પિતા, બે બહેન અને ત્રણ ભાઈ અને અગિયાર કાકી અને સાત કાકા અને બેતાલીસ પિતરાઈ ભાઈ-બહેનો બધા શિસ્તબદ્ધ નાવ ને જોડતા એક નાના પૂલ પરથી એક પછી એક કૂચ કરતા યાન્ગઝે નદી ના કિનારે જતા હતા.



દિવસભર એ ગોકળગાય અને નાની માછલી અને બીજી મનપસંદ વસ્તુઓ ખાવા માટે શોધતા હતા. પણ સાંજ પડતા અને સૂર્યાસ્ત થતા નાવ નો મલિક "લા-લા-લા-લા-લેઇ" અવાજ કરતો.

તરત પિંગ અને એનો  વિશાળ પરિવાર દોટ કાઢી ને એક પછી એક કૂચ કરતા, નાના પૂલ પરથી એની બે ચપળ આંખોવાળી નાવ માં જતા રહેતા, જે એનું યાન્ગઝે નદી પર નું ઘર હતું.

પિંગ હંમેશા કાળજી લેતું, બહુ કાળજી લેતું, કે એ છેલ્લું ન રહે, કારણકે પૂલ પરથી આવતા છેલ્લા બતક ને ફટકો પડતો.



પણ એક દિવસે, જયારે સંધ્યાકાળ થવા  આવી, પિંગ ને અવાજ ન સંભળાયો કારણકે એ સમયે એ પાણી માં એક નાની માછલી ને પકડવા માટે ઊંધું હતું.

જ્યાં સુધી માં પિંગ ફરી સીધું થયું, એના માતા-પિતા અને કાકીઓ એક પછી એક પૂલ ઉપરથી કૂચ કરી રહ્યા હતા. પિંગ જયારે કાંઠા નજીક આવી રહ્યું હતું, ત્યારે એના કાકા અને પિતરાઈ ભાઈ-બહેન કૂચ કરી રહ્યા હતા, અને એ કિનારે પહોંચ્યું ત્યારે એના બેતાલીસ પિતરાઈ ભાઈ-બહેનોએ પૂલ પાર કરી લીધો હતો.

પિંગ ને ખબર હતી કે એ સૌથી છેલ્લું બતક થશે, જો એ પૂલ પાર કરશે. એને ફટકા ખાવા ન હતા.





એટલે એ સંતાઈ ગયું.

પિંગ ઘાસ પાછળ સંતાઈ ગયું, અને જયારે અંધારું થયું અને નિસ્તેજ ચંદ્ર નો પ્રકાશ આકાશ માં ફેલાવા લાગ્યો, ત્યારે પિંગે એની બે ચપળ આંખોવાળી નાવ ને યાન્ગઝે નદી તરફ ધીમે-ધીમે જતા જોઈ.



આખી રાત પિંગ એનું માથું પાંખ નીચે રાખી ને નદી ના કિનારે આવેલા ઘાસ માં સૂઈ રહ્યું, અને જયારે પૂર્વ માં સૂર્યોદય થયો, ત્યારે પિંગ ને ખબર પડી કે એ યાન્ગઝે નદી પર સાવ એકલું હતું.



માતા કે પિતા નહીં, ભાઈ
કે બહેન નહીં, કાકા કે
કાકી નહીં, અને બેતાલીસ
પિતરાઈ ભાઈ-બહેનો
નહીં પિંગ સાથે માછલી
પકડવા માટે, એટલે પિંગ
એ બધાય  ને શોધવા
યાન્ગઝે નદી ના પીળા
પાણી માં તરવા લાગ્યું.



જેમ-જેમ સૂરજ ઉપર
ચઢવા લાગ્યો, હોડીઓ
આવવા લાગી. મોટી
હોડીઓ અને નાની
હોડીઓ, માછલી પકડવાની
હોડીઓ અને ભિખારીઓ
ની હોડીઓ, હાઉસબોટ
અને તરાપા, અને આ
બધી હોડીઓ ને જોવા
માટે આંખો હતી, પણ પિંગ
ને એનું ઘર જે હતી એ
ચપળ આંખોવાળી  હોડી
ક્યાંય ન દેખાણી.



ત્યાં એક વિચિત્ર કાળા માછલી પકડવાવાળા પક્ષીઓ થી ભરેલી હોડી આવી. પિંગે એને એના મલિક માટે માછલી પકડવા પાણી માં ડૂબકી મારતા જોયા. પ્રત્યેક પક્ષી જયારે એના માલિક માટે માછલી પકડી ને લાવતું ત્યારે એનો માલિક એને માછલી નો એક નાનો ટુકડો બક્ષીશ તરીકે આપતો.



ધીમે-ધીમે એ પક્ષી ડૂબકી મારતા પિંગ ની નજીક આવ્યા. હવે પિંગ ને એના ગળા માં ચળકતી ધાતુ ની કડી દેખાણી, જે એટલી તંગ હતી કે એ પક્ષી પોતે પકડેલી માછલી ગળી ન શકે.

તરાપ મારવી, પાણી માં પડવું - કડી પહેરેલા પક્ષી પિંગ ની આજુ-બાજુ ઝડપ થી પોતાનું કામ કરતા હતા. એટલે એણે ડૂબકી મારી અને યાન્ગઝે નદી ના પીળા પાણી ની નીચે તરવા લાગ્યું.



જયારે પિંગ માછલી પકડવાવાળા પક્ષીઓ થી ઘણે દૂર આવ્યું, તો એ પાણી ની ઉપર આવ્યું, અને એણે પાણી ઉપર ચોખા ની કેક ના નાના બટકા તરતા જોયા, જે એક હાઉસબોટ તરફ જતા હતા.



પિંગ એ ખાતા-ખાતા હાઉસબોટ ની નજીક અને નજીક આવવા લાગ્યું, ત્યાં...



ધબાક!

પાણી માં એક નાનો છોકરો હતો! એક નાનો છોકરો જેની પીઠ માં એક પીપ હતું જે એક દોરડા થી હાઉસબોટ સાથે બાંધેલું હતું. એ છોકરા ના હાથ માં એક કેક હતી.



"ઉંઉંઉં!" નાના છોકરા એ અવાજ કર્યો, અને પિંગે આગળ ધસી જઈને એના હાથ માં થી કેક આંચકી લીધી.



ત્વરા થી છોકરાએ પિંગ ને જકડી લીધું અને કસી ને પકડયું.

"ક્વેક-કવેક-કવેક-કવેક!" પિંગ મોટેથી બોલ્યું.

"ઓહ!-ઓહ-ઓઓઓ!" છોકરાએ બૂમ પાડી.

પિંગ અને છોકરા એ એટલું પાણી ઉડાડયું અને એટલો અવાજ કર્યો કે એના માતા-પિતા અને ભાઈ-બહેન દોડતા આવ્યા અને હાઉસબોટ ના કાંઠે થી પિંગ અને છોકરા ને યાન્ગઝે નદી ના પાણી માં ધમાલ કરતા જોતા ઉભા રહ્યા.



છોકરા ના માતા-પિતા દોરડા ને ખેંચવા લાગ્યા જે છોકરા ની પીઠ પરના પીપ ને બાંધેલું હતું.

ખેંચતા-ખેંચતા આખરે પિંગ અને છોકરો હાઉસબોટ માં આવી ગયા.



"આહ, એક બતક નું ભોજન આપણી પાસે આવ્યું!" છોકરા ના પિતા એ કહ્યું.



"આજે સૂર્યાસ્ત થતા હું એને ચોખા સાથે રાંધીશ," છોકરા ની માઁ એ કહ્યું.

"ના-ના! મારું સરસ બતક બહુ સુંદર છે, તે ખાવા માટે નથી," છોકરો રડતા-રડતા બોલ્યો.



પણ ત્યાં એક જાળીદાર ટોકરી પિંગ ની ફરતે આવી અને એને છોકરો કે હાઉસબોટ કે આકાશ કે યાન્ગઝે નદી ના સરસ પીળા પાણી દેખાવા નું બંધ થઈ ગયું.

આખો દિવસ પિંગ ને એ જાળી માં થી ફક્ત સૂર્ય ની પાતળી રેખાઓ દેખાતી હતી, અને એ બહુ દુઃખી હતું.



ઘણા સમય પછી પિંગ ને હલેસા નો અવાજ આવ્યો અને હાઉસબોટ ના આંચકા લાગ્યા જયારે એ યાન્ગઝે નદી પર આગળ સરકવા લાગી.

થોડી વાર માં સૂરજ ના કિરણો જે ટોકરી ની જાળી માં થી આવતા હતા એ ગુલાબી રંગ ના થઈ ગયા, અને પિંગ ને ખબર પડી કે સૂર્યાસ્ત થઈ રહ્યો છે. પિંગે પગરવ નો અવાજ સાંભળ્યો જે એની નજીક આવી રહ્યા હતા.



ટોકરી ઝડપ થી ઊંચી થઈ, અને પિંગ એ નાના છોકરા ના હાથ માં હતું.



જલ્દી થી, અને ચુપચાપ, છોકરા એ પિંગ ને બોટ ની બાજુ માં થી પાણી માં છોડયું. યાન્ગઝે નદી ના સુંદર પાણી માં.

ત્યાં પિંગે અવાજ સાંભળ્યો,

"લા-લા-લા-લા-લેઇ!"



પિંગે જોયું કે નદી ને કિનારે એનું જે ઘર હતું એ ચપળ આંખોવાળી હોડી હતી, અને એણે એના માતા-પિતા અને કાકીઓ ને એક પછી એક કૂચ કરીને નાના પૂલ પરથી ચઢતા જોયા.

પિંગ ત્વરાથી ફર્યું અને તરવા લાગ્યું, કિનારા તરફ જવા માટે. હવે પિંગ ને એના કાકા એક પછી એક કૂચ કરતા દેખાયા.

એણે એની ગતિ વધારી. પિંગે એના પિતરાઈ ભાઈ-બહેનો ને એક પછી એક કૂચ કરતા જોયા.

તરતા તરતા પિંગ કિનારા નજીક પહોંચ્યું, પણ -

પિંગ કિનારે પહોંચ્યું ત્યારે પિંગ ના બેતાલીસ પિતરાઈ ભાઈ-બહેનો માં થી છેલ્લો પૂલ પરથી કૂચ કરી ગયો અને પિંગ સમજી ગયું કે એ ફરી મોડું પડયું!

પણ એ શિષ્ટપણે નાના પૂલ પર ચાલતું રહ્યું અને એની પીઠ માં ફટકો પડયો!




આખરે પિંગ એના માતા-પિતા અને બે બહેનો અને ત્રણ ભાઈ અને અગિયાર કાકી અને સાત કાકા અને બેતાલીસ પિતરાઈ ભાઈ-બહેનો સાથે હતું. યાન્ગઝે નદી માં ચપળ આંખોવાળી હોડી માં એના ઘર માં.

સમાપ્ત